૪૩૫૩

જર, જમીન ને જોરૂ; એ ત્રણે કજીઆનાં છોરૂ !

# राणीकदेवी ने राह खेंगार
## नाटकमां गवातां गायनो.

રચીને પ્રસિદ્ધ કરનાર.


श्री ज्ञानोत्कंठित—जुनागढ.

જુનાગઢકર

શ્રીરંગધર વિ૦ મુળશંકર-માંકડ,

અને

રૂપશંકર વિ૦ ઉદયશંકર-ઓઝા.


◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

આવૃત્તિ ૭ મી—પ્રત ૧,૦૦૦.

◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆◆

કર્તાની મરજી સુધી હાલ—

ખાસ દ્વારકાં નૌત્તમ નાટક મંડળીને માટે.

(સ.૧૮૬૭ના ૨૫ મા આકટ મુજબ સરકારમાં નોંધાવેલુંછે; માટે કર્તાની રજા વિના કોઈએ છપાવવું કે ભજવવું નહિ.)


અમદાવાદઃ

ધીને કાંટે 'યુનિયન' પ્રિન્ટિંગ પ્રેસ.

સને ૧૮૯૦.

કિમ્મત રૂ.૦-૨-૦.

# अर्पण पत्रीका.

આઝમ મેહેરબાન.

વાલા જગા અમારા તાલુકે લુધીઆ મો-
ણવેલ ભાગદાર.

આપની સાથેના અમારા નીકટસંબંધના પરી-
ચયને લઇને પડેલા અનુભવથી સીધ થયું
છે કે, કેળવણી પ્રત્યે આપની અપુર્વ ઉત્કં-
ઠા, મીત્રતા-નાતો રાખવામાં મોટાઇ
દુર કરી, આપે જે પ્યાર, દીલસોજી
અમારા પ્રત્યે દરશાવેલી છે તે
ને લઈને આ લઘુ ગ્રંથ સાથે
આપનું નામ ચીરંકાળ
યાદદાસ્ત રેહેવા
ખાતર નમૃતા
પુર્વક જોડવા
રજા લઉ
-છું-

શ્રીરંગધર વી. મુળશંકર
રૂપશંકર વી. ઉદયશંકર
કર્તા.

૪૩૫૩

## ॥ श्री ॥

# राणीकदेवी अने राहखेंगार.

## ઈશ્વરસ્તુતિ.

**(છે જન પાલક ટાલક દુઃખનો એ-ઢબમાં.)**

**સર્વએકટરો**–પરમેશ પરેશ કૃપા કરજે, અલ્પસ્તુતિ અમારી ઉર ધરજે
ઉમયા અર્ધાંગે રાખી સદા, ભક્તોને નહીં દુઃખ કદા;
ભજેછે જન તુજને સર્વદા, દુઃખો અમારા તું હરજે. ૧
અર્ધચંદ્ર જટામાં બીરાજેછે, ખળ ખળ ગંગાજી વહેછે;
સર્વમાં વ્યાપક હે નાથ પતીત પાવન અધમ ઉધાર;
સ્તુતિ કરીરે વારમવાર, કલેશ અમારા તું હરજે. ૨
જલધર ગ્રલધર શંકરછો, ફરશીધર પન્નગધારી છો;
ભસ્મનો અંગે લેપ કરો, જંગલમાં નિશદિન લેર કરો;
ગજચર્મ હમેશાં વસ્ત્ર ધરો, સમદૃષ્ટિ રાખી સૌપરછે. ૩
જયદ્રથની ભુજામાં વાસ કર્યો, આ દુષ્ટોનો તો નાશ કર્યો;
કૃતી કળે નહી કોઈ જન, વસોછો સર્વને હો મન;
અર્પી તુજને તનમન ધન, ધન અર્જ કરી તે ચિત ધરજે. ૪
વિસ્વેશ સુરેશ નરેશ પતિ, પરમેશ ધનેશ ધુરેશ જતી,
શ્રીરંગ રૂપ કરેછે સેવ, દેવતણા પણ મ્હોટા દેવ;
માની લેજે સ્તુતિ એવ; દુઃખો અમારાં તું હરજે. ૫



**પારસિંહ**–(કડલીશેહેરનોપારરાજાપુત્રનહીં હોવાથીદીલગીર થાયછે.

**ભેરવીની ગજલ.**

**(ચંદ્રમુખીને એકલી છોડીને હું આવ્યો અહીં. એ ઢબ.)**

દુ:ખ દર્દથી દીલડું અતિ બેહાલ થઇ મારી ગતી—ટેક.
વિનાય સંતતી અરે સુખ મ્હારૂં સૌ હરે,
ધિ:ક વિના પુત્રની ફીટકાર લોક સૌ કરે. ૧
મુખ મ્હારૂં કો કદી જુવે નહીં સવારમાં,
કહેછે મુખથી વાંઝીયો આવે નહીં દુવારમાં. ૨
પાપ પેલે જન્મ મેં કર્યા ઘણાં પ્રભુ અરે,
ક્ષમા કરો હો નાથ રે લાચાર છઉં ખરેખરે. ૩
ઉદાસ મન તો થયું ગઇજ હામ દીલની,
કરી ખરેખરી પ્રભુ વિનતી આ અસીલની. ૪
થયાછે પુરા દીન તો પત્ની મારીને ખરા,
પુત્ર દર્શન દે હવે આવીછે મારી જરા. ૫

**કેસર**–(દાસી કેશર પુત્રી જનમની વધામણી લાવેછે.)

**(વરસે ઇહાં કોન ખુદાકેલીયે લાયા મુજકો, એ–ઢબ.)**

લાવી છઉં આજ રાજા એક બધાઈ સારી,
પુત્રી પેદા થઇ છે આપ ઘેર એક પ્યારી. ૧
કરો ખુશી આજ રાજા અર્જ આપ પાસ મારી,
સુખી કરો તેથી આજ આપી શીરપાવ સારી. ૨

**( ઉપરનીજ ઢબ. )**

**પારસિંહ**—ઘણો ખુશીનોજ દીન, આજછે પ્રધાન મારા,

તેથી જલદી દેજે તું, દાસીને સીરપાવ સારા. ૧
જલદી બોલાવ તુંજ જોશીનેજ આહીં,
કરે જનમોતરી પુત્રીજ કેરી તે તહીં. ૨

———:૦:———

**બુદ્ધિબળ**—(બુદ્ધિબળ પ્રધાન જોશીને તેડીને આવેછે)

**(મેં લાખકી દો લાખકી પરવા નહીં રખતી. એ-ઢબ)**

ખુશી થઇ આજ અતિ રાજ અમારા,
થઈછે પુત્ર ઘેર જેથી આજ તમારા. ૧
આપ્યાછે સીરપાવ આજ દાસીને સારા,
લાવ્યોછું જોશીને હુંજ કદમ તમારા. ૨

**(અરે લાલદેવ ઇસ તર્ફ જલદી આ એ-ઢબ.)**

**પાર૦**-અરે જોશી જલદી કહે સાચી વાત, પુત્રી થઇ કેવી સાક્ષાત
જન્મ તેનો કેવો થયોછે આજ, બનશે ભવિષ્યમાં કેવો બનાવ.

**ગ૦ શં૦** (જોશી આંગળીના વેઢા ગણતો તથા ટીપણું જોતો કહેછે)

**કેરબો.**

જોઇ ટીપણુંને વાત કહું આજ સાચીરે, આજ સાચીરે રાજા૦
ધન મકરને મીન મેખ, કુંભ અને વરખ;
સિંહ મીથુન કન્યા તુળા વૃશ્ચિકને કરક. ૧
દાચા ઝાથા મીન જાણો બાવા જાણો વરક,
રાતા તુળ ગોષા કુંભ ડાહાછે કરક. ૨
યમઘંટને વૈધૃત વખતે હતોજ વ્યતીપાત,
જનમ વખતે ગ્રહણ હતું મરશે એનો તાત. ૩
કુળ તણો તો નાશ કરશે રહેશે જે ઘરમાંય,

સાચે સાચું કહુંછું રાજા કરો મને ક્ષમાય. ૪

———:૦:———

(રાજા પ્રધાનને પોતાનો અભિપ્રાય કહેછે.)

**ત્રોટક છંદ.**

**પારસિંહ—**

નથી કામ તણી એ પુત્રી ખરે, નકી ઘાત કુટંબનો તેજ કરે;
કરવી દુર તેને નકીજ ઠરી, દીલમાં નહી આશ ધરૂંજ જરી. ૧
થઈ સત્વર જાતું પ્રધાન અને જઇ જંગલમાં મુક પુત્રી ખરે,
દિલમાં અતિ દાઝ રહીજ ખરી, પણ વાત ખરી દુઃખકારી ઠરી.૨

( પ્રધાન પુત્રીને જંગલમાં મુકવા જાય છે. )

**બુદ્ધિબળ— પીલુની ઠુમરી.**

આપનો હુકમ માથે ચડાવી જાઉંછું હું સત્વર પુત્રી તેડાવી. ૧
નિર્ભય સ્થાને મુકીશ હાથે, ફરી નહી આવે કોઇની સાથે. ૨
છોડો તમે દીલનીજ ઉદાસી, લખી જે ભવિષ્યમાં વાત તે સાચી. ૩

———:૦:———

(હડમત કુંભાર એક છોકરીને વગડામાંથી લાવી પોતાની સ્ત્રી પાસે ખુશી થાયછે.)

**ત્રીભંગી છંદની ચાલ.**

**હડમત**—સાંભળે હેકે નહીં તું અલી, વાત ખુહીની લાવો સઉ,
વાંઝીયાનું મેણું ટળહે, સુખ સહુ મળહે આજ બહુ,
લાફસી રાંધજે સગાં ખવડાવજે, ઘીપીરહજે બહુ બહુ
હડમત ભાઈતો ખાટલે બેહશે, હુંગો ગડ ગડશે બહુ બહુ.

(હડમતની સ્ત્રી છોકરીતું નામ રાણકી પાડેછેઅને તેને હાલરડું ગાયછે.)

**ધનાશ્રીની ગજલ.**

**( પુર્ણ થયોછે ખેલ સજનો પુર્ણ થયો છે ખેલ એ-ઢબ. )**

**સ્ત્રી:**—હાલરડું વહાલું પ્યારી રે મારી હાલરડું વા'લું,
રો રો નહીં તું કરને પ્યારી હિંચોળું તનડું; ૧
શાન્ત થઇ તું સુઇ જાજે, ખુશી દીલ માહારૂં; ૨
કજીયા કરીશ તો બાહુ આવશે, કરડે મ્હો ત્હારૂં. ૩

——:૦:——

(કચ્છ ભુજમાં રાણીકદેવીની ઉમર તેર વર્ષની થાયછેતે પોતાના નજીકના બગીચામાં ઉદાસ બેઠી ગાય છે.)

**રાણીકદેવી-(પીયુને તજાવનાર વેરી અલંકાર એ-ઢબ.)**

પ્રીત રીત કેરૂં પાન ક્યારે હું કરૂં, પ્રીતરે વિનાનું ધિ:ક જીવવું ખરું.
નથીકીધું પરસ્પર પ્રીતીનું રેપાન, તે રે જન જનનહીંપશુરે સમાન;
કોની સાથે કેવી પ્રીત મ્હારેરે થશે, અપ્રીતિવાળાથી મ્હારૂં સુખરેજશે;
રામ રસમિષ્ટ રસ મારે રસ એક, ખાધારે થકીરે વધે આનંદવિશેક.
પ્રીત રીતમાંરે નવ રસ તો વસે, કહો ત્યારે તેથી કેવો આનંદ થશે;
મુજરે નસીબમાં શું માંડ્યુંરે હશે, મીલાપ મારોરે કેવા જનથી થશે.
પ્રીત રીતમાંરે ભયભીત હું ભમું, અપ્રીતિવાળાથીપરણીપૃથ્વીમાં સમું.

( એટલામાં લાખો ફુલાણી ફરવા નિસરેછે તે તેવું રૂપ જોઇ આશક થાયછે. )

**(ઘરસેં ઈહાં કોન ખુદાકે લીયે લાયા મુજકું એ-ઢબ.)**

**લાખોફુલાણી**—કેવી સુંદર દિસેછે બેઠી પ્રિયા આજ આંહી,

લાગ્યું મન એહથી છુટે તે કદી નાંહી;
હા! મારી આંખ એણે ચીત મારૂં ચોરી લીધું,
ઘણી ખુશીથી મુને નેત્રનુંજ પાન દીધું.

**વેરાડી જોગીયો.**

વરવાની મુને હાંમ છે આ સુંદર પ્રિયાની સાથ,
તેથી આનંદ તો થશે, પાણી ગ્રહું હું હાથ.
ચંદ્રમુખી કામ કદળી હમેશ રહેવા પાસ,
પ્રભુને હું વિનતી કરૂં, તું પુરજે મારી આસ.
જઇ કહું એના તાતને, જલદી કરે લગન;
લગનમાં જો વિઘન તો, કરૂં હું નિકંદન.

**બનજારા.**

**હરિ કલંક આરે ઉતારો મુજ પ્રાણનાથ ઉગારો એ-ઢબ**

નથી કરી આ નારી માહારી, થઇ જીંદગી મારી અકારી,
પ્રીત જગતમાં જેને કેહેવાયે, તે તો આ નારીથી થાયે;
તો ખરેખરી દીલદારી, નથી કરી આ નારી મ્હારી. ૧
આ પૃથ્વી ઉપર પરખો, નારી રત્નજ નયને નિરખો;
નહીં ચીજ બીજી સુખકારી, નથી કરી આ નારી માહારી. ૨
હોય ગુસ્સામાં ભરપુર, ભલે નીશામાં ચકચુર;
સઘળું જાય દીઠાથી પ્યારી, નથી કરી આ નારી મ્હારી. ૩
પ્રીત રીતમાં મરવું આજે, તેતો આ નારીને કાજે;
ખોઈ જીંદગી મ્હારી સારી, નથી કરી આ નારી મ્હારી. ૪

**સોરઠની ગજલ.**

**(મદ્‌મત્‌ લોચન ડોલતો અલી જાણ્ય કામ ઇ આવતો.)**

નથી પદ્મણી જેના ઘર વિશે, હો ધિક્કાર છે તે જનને;
ફરે નહીં તે સુખમાં, પ્રીયા બાળેછે તનને—ટેક.
વિના વિદ્વાન સભાજ જાણો, રજની વિના ચંદની;
પુરૂષાર્થ વિના પુરૂષ જે છે, સેજ વિના કામની—નથી૦

**લાવણી. (કુદરતના કરનાર ખલકના સ્વામી. એ-ઢબ.)**

જોડી હાથ નામીને શિષ જગતના ધીશ
કરજે કરુણા તું દેવ ખલકના ઈશ,
થઈ ઇચ્છા મારી આજ નારીને કાજ;
કરી કૃપા પ્રભુ તું રાખે મ્હારી લાજ,
દઈ સુખ હમેશાં સાર દુઃખ હરીશ. ૧
ધારે જન કદી જે મન થવાનું થાએ,
તુજ કૃપા વિના હે નાથ સર્વ સુખ જાએ;
માટે તું કરજે સાહ્ય પાય પડીશ. ૨

**ધનાશ્રીની ગજલ.**

**(પુર્ણ થયોછે ખેલ સજનો પુર્ણ થયોછે ખેલ. એ-ઢબ.**

જગત જનુની માતા, આશાપુરી જગત જનુની માતા;
મન તણી તો આશા પુરજે, વરવાને આ કાન્તા—આશા૦
લાખોફુલાણી વિનતી કરેછે, કરજે સુખ શાન્તા—આશા૦

——:૦:——

( ભાટ રાણીકદેવીનું વખાણ કરેછે. )

**( મનહર છંદની ચાલ. )**

**ગીરધર**—ધારી ધારી દીઠી નારી, નથી કહેવા શક્તી મારી,
શીશ પર શેષ નાગ, વેણીને લટકે લાગ,
જોઇ જોઇ જાગ સાજ, ભમર તો ભાગેછે,
કેશરી કટાક્ષ વાળી, રમતીતી એક બાળી,
ભમરો રસાળ કાળી, આંખ અણીયાળી છે,
ગાલ છે ગુલાબી લાલ, હોઠ છે પરવાળા લાલ,
શ્વેત દંત જીભ લાલ, મુખ ચંદ્ર વાળી છે,
કંચન લતાની માંહે શૃંગો દીસેછે સાંહે,
જોઇ જોઇ દીલ માંહે, મૂર્છિત થાએછે,
કેશરીની ચાલ એની, કેશરીની કેડ એની,
હીરણની આંખ એની, હીરણાક્ષી બાળી છે.
જોઇ મેં નીહાળી નારી, નથી જોડ તેની ભાળી,
એક આપ સારૂ ખાળી, લગ્ન એનાં લાવ્યો છઊં.

(રાણીકદેવી બાગનું વર્ણન કરેછે તે રાહખેંગાર ગુપ્ત રહી સાંભળે છે.)

**આજ સ્યામ મોહિનીકી બાંસરી બજાઈ રે એ ઢબ.**

**રાણીકદેવી**--બાગ આજ સારી છે નિહાળતાં જરેજરી,
ચડીછે વેલતો ખરી પ્રિતમથી હસી હસી. ૧
ગુલાબ પાસ મોગરો ગુલાલ લાલગુલછડી,
કેતકીને માલતીજ બાજે પ્રીત્ત રીતથી. ૨
લપટાઇ છે ચમેલી આજ પ્રીતમથીજ પ્રીતથી,
મન મ્હારૂં તે થકી બળેછે વિરહ રીતથી. ૩
અગથીઆને વેલ તોજ પ્યારથી ગળે પડી,

પ્રિતમ મુજને ક્યાં મળે રહુંજ એવી રીતથી. ૪

## દીંડી.

આ વંન વિશે સર્વને છે સુખ, કદી પક્ષી નહીં પામતાં હોય દુઃખ;
ધન્યધન્ય એની જનેતાની કુખ, આ વન વિષે સર્વને છે સુખ.
સન્નેડ મળી સર્વ પ્રીત ચાખે, સહુ સાથ વસી માયા બહુ રાખે;
મધુર વચન થકી પ્યાર વૃદ્ધિ દાખે, આ વન વિશે સર્વને છે સુખ.
સહુ દંપતિની પ્રીત બહુ ભારે, મરી પત્નીથીજ વૃક્ષ ઉભાં હારે;
એવાં વપ્ન બતાવે પ્રભુ ક્યારે, આ વન વિશે સર્વને છે સુખ.

(રાહખેંગાર એક તરફ ગુપ્ત રહી સમસ્યા કરેછે.)

**(ખુશ રહો સનમજા મેરા બીધાતા બેલી એ-ઢબ.)**

**રાહખેંગાર**—કોયલ સુર દીલને લાગે આનંદકારી.
જેમ પ્રિયા પુકારે કાન્ત બની મતવારી,
એ રતી રંભા કે ઉરવશી આવી અહીં;
કે મુજ દિલ કરવા શાંન્ત અપ્સરા આવી,
એ કોમળ કમળ તું વાસ પસારે તારી.
આ ભમર ભમે છે તુજ પર વારી વારી,

(રાણકદેવી તેને તેવીજ ઢબે ઉત્તર વાળે છે.)

**રાણીકદેવી**—

**( ઉપરની ઢબ. )**

એ ભમર ભમે છે શાને મધુવન છોડી,
આ પુષ્પ ખીલ્યાં છે આવ જલદી તું દોડી.
નવ રંગીત પુષ્પે બેશ ફરીને ઊડી,

ચમેલી ચીતમાં ચાહે ફરે મન ઘેલી.
તુજ રૂપ ગુણ ને નામ જણાવે પ્યારા,
રે દઈ દર્શનનો લાભ મેળવ મન મારા.
(રાહખેંગાર પોતાનું ખુલ્લું નામ ઠામ ગુપ્ત રહી જણાવે છે.)

**( રાગ બિહાગની ગજલ. )**

**રાહખેંગાર**—માનુની તું માન મારૂં વચન આ નિરધાર,
સૌરાષ્ટ્રોનો પતીજ હું નામ રાહખેંગાર;
ભાન ભુલી ભામની કેમ વનમાં ફરે,
ઉદાશ દીલ તાહરૂં કો પૃથ્વીમાં કરે;
છે આશ શી તુજ દીલ વિશે જણાવને મુને,
કેમ આંહી એકલી કેમ દેહને દમે;
(સૌરાષ્ટ્રોના મહીપતિનું અચાનક નામ સાંભળતાં રાણીકદેવી મુર્છાગત થાયછે તેને રાહખેંગાર રૂમાલના પવનથી જાગૃત કરી સંતાઇ જાયછે.)

**( રાગ સોરઠની ગજલ. )**

**મદ્મત્ લોચન ડોલતો અલી જાણે કામ ઈ આવતો એ–ઢબ**

**રાણીક૦**—કેમ ભાન ભુલી હું દેહની, મુજ શુદ્ધ બુદ્ધ સર્વે ક્યાં ગઇ-
જોઉં છું સ્વપ્ન કે સાચું હું રે નીસ્તેજ મુખે કેમ થઇ. ૧
ગાજેછે મેઘ જોરથી કે કામ બોલે કોપથી,
મુજ મન ભેદી જાયછે પ્રીતમ તણા વિયોગથી. ૨
ઓ નાથ આવી મળો તમે, દીલ શાન્ત્ કરવા મુજ કને,
દર્શનની આતુર હું હવે, દાસી સંભારે આપને. ૩

( રાહખેંગાર એકદમ બ્હાર આવેછે તેને ગળે વળગી પડે છે. )

( રાગ ઉપરનો. )

રાણીક૦—જગમાં દીઠા જન તો ઘણા, પણ તમ સમો એકે નથીઃ
મનમાં સદા સમજુ બધું, પણ આ સમે લાચાર થઇ. ૧
દુનિયા વિશે દીલદાર જો, જો મોંઘી વસ્તુ પ્રેમછે,
તમ કાયથી તે ખરીદવો, મુજ મનમાં દૃઢ એમછે. ૨
મમ સુખ માટે દુઃખ તમને આપું કેમ અધિપતિ,
કોડી તણા કારણ વિશે, નવ રત્ન ડુલો મહીપતિ. ૩

( રાહખેંગાર પ્રેમમાં લીન થઇ ઉત્તર આપેછે. )

( ઉપરની ઢબ. )

રાહખેં૦—પ્રેમી જીવે જો પ્રેમી બળતાં પ્રેમને તો ધીઃક છે,
તેથી જગતમાં માણી પયની પ્રીતડી તો ઠીક છે. ૧
જો જાય મ્હારૂં રાજ આજ તમામ તો હું નવ ડરૂં,
ગિરનાર કરવા વાર છે તઈયાર તવમાં કેમ ઠરૂં. ૨
રાક્ષસ મનુષ્ય કે દેવ છે કે ભૂત છે રે ભૂમિ વિશે,
ખેંગાર ચડશે રણ વિશે કોણ જગ્તમાં જીતી જશે. ૩

( એટલામાં એક ભયંકર અવાજ થાયછે. રાહખેંગાર સ્વાર થઈ જાયછે રાણીકદેવી સોચ કરેછે. )

( સીયાનો કનરો. )

રાણીક૦—પ્રીતમ મ્હારા નાશી ગયા શુ પ્રિત કરી કયાં મુજને છોડી.
રેહેમ ન આવી દાસી ઉપર ભ્હારની સાથ ગયા તે દોડી·
વાત પરસ્પર પ્રીતની જામી મુકી ગયા કેમ પ્યારા સ્વામી.

કેહેતી હતી હું મ્હારા મનની આગ ઓલવવા કાજ હું તનની
કુડે નર્સીએ કુડું થાયે પ્રાણ રત્ન કાં નાશી જાયે,
પ્રીત રહીત સિદ્ધરાજથી વરવું નક્કી કર્યું મેં તેથી મરવું.

**બંનજારા.**

**(હરી કલંક આરે ઉતારો મુજ પ્રાણનાથ ઉગારો એ-ઢબ.)**

**રાણીકદેવી**—( રાણીકદેવી ઈશ્વરનો આભાર માને છે. )

નમું નમું હું ગીરનારી, ભવ ભયથી દે તું તારી;
અકળ ગતી છે તારી, નહીં પોચે મતિ ત્યાં મ્હારી.
આ લેખ ભવિષ્યના ભારી, નમું નમું હું ગુરૂ ગીરનારી;
મુજ માત પિતા કોણ ક્યાંહે, હડમત મજેવડી માંહે,
એની જીન્દગી થઈ દુ:ખયારી, નમું નમું હું ગુરૂ ગીરનારી;
કયાં ભાળ્યો મેં ક્ચ્છ દેશ લાખો ફુલાણી રૂડે વેશ,
પ્રભુ ગ્રહી તેં બાંહ મ્હારી, નમું નમું હું ગુરૂ ગીરનારી.
કયાં હતા તે સિદ્ધરાજ, રૂડા રાહખેંગાર મહારાજ,
કયાં મેહેલ આ ચમત્કારી, નમું નમું હું ગુરૂ ગીરનારી.
દીલ દીલ લગી દીલદાર, મારા પ્રીતમનો જે પ્યાર,
અરે કેમ મુકું હું વિસારી, નમું નમું હું ગુરૂ ગીરનારી.
ભુપ રાહખેંગાર જેહ, મનમોહન મારા તેહ,
તેપરથી હું ઓવારી, નમું નમું હું ગુરૂ ગીરનારી.
અરે દાસી તું સત્વર કરને, મુજ નાથને અહીંયાં ધરને,
પ્રીતે કરીએ સ્તુતિ સારી, નમું નમું હું ગુરૂ ગીરનારી.

(રાહખેંગાર અને રાણીકદેવી બંને ઘુંટણીએ પડી ઈશ્વરસ્તુતિ કરેછે)

**(દયાળુ દેવ કૃપાળુ તું. એ ઢબ.)**

**અંને૦**–અરે જગતનાથ ગ્રહોને હાથ હમેશાં રાખ અમને સાથ,
દત્તાત્રી તું વિઘ્ન હરજે કૃપા અમપર સદા કરજે.
અખીલ જગતોજ કરતા તું માયાળુ તું દયાળુ તું. ૧
**રાણી૦**–પ્રિતમ મ્હારાજ પ્રાણાધાર ખરે દીલદાર હૈયાનાહાર,
અમર તું કર કૃપાળુ નાથ સૌભાગ્ય રક્ષક મારો નાથ. ૨
**રાહખેં૦**–પ્યારી મારીને દેજે સુખ, કૃપા કરીને હરજે દુઃખ,
પ્રથમ મરવું મને દેજે વિના પ્યારી નહીં કરજે. ૩
**અન્ને૦**–પ્રિતમ પ્યારી, આ પૃથ્વીમાં કરે સુખ ચેન ખુશીમાં;
નમી નમી કરીયે પ્રણામ કૃપાળુ ઇશ આઠે જામ. ૪

[ લોક ખુશીથી ગાયછે. ]

**( ઇંગ્રેજી રાહ. )**

ખુશી ખુશીજ આજ, ખુશી ખુશીજ આજ;
માહારાજા રાહખેંગારનાં લગન થયાં તે કાજ.
**પહેલો**—સટા ભટા ઉડાયગેં, હોઊલુ કે સરદાર;
ગટરપટરમાપેંગે, પેસે હે અપાર. ખુસી૦
**બીજો**—આપલ્યા ઘેર તાંડુલ, ઓર ગુડઘે આઈચે;
ફાર ચાંગલા ઉત્તમ, સબસેં ભાત ખાઇંગે. ખુશી૦
**સર્વજણ**–(તાણીને) ખુશી ખુશીજ આજ, ખુશી ખુશીજ આજ;
માહારાજા રાહખેંગારનાં, લગન થયાં તે કાજ.
(સિધરાજનું લશ્કર કુચ કરતું ગાયછે.)
**સર્વલશ્કર**–ધરીને હામ કરવા કામ, રાખીયે ક્ષત્રિનું નામ;

લડાઈ મચાવી આઠે જામ, દઇ દંડ ભેદ સામ;

**સિદ્ધરાજ**–શુરવીર મારા શાણા આજ, રાહખેંગારથી પડયું છે કાજ;

લડો લડાઇ ખુશી સાથ, બતાવો શત્રુને હાથ.

**સેનાપતિ**–માહારાજાજરાજ સિદ્ધરાજ, સેનાપતિ હું આપનો આજ;

ખડગ ચલાવી સૌથી શ્રેષ્ટ, મારી લાત ફોડું પેટ;

**૧લોસીપાઇ**–માઝા વરધી સત્વર દેઉ, લવકર જાકે ઉઠે ઠેઉ;

બાઈ કોલા મી જલદી ઘેઉ, માર તોડફોડ કરૂન.

( રાહખેંગારથી કચેરીમાં વારાંગના ગાયછે. )

**રાગ કાફી–તાલ દીપચંદ.**

**( ખુદાદોસ્ત સુલતાંનકી પ્યારી એ–ઢબ. )**

**વારાંગના**–જામે કીર્તિ જગમાં તમારી, પ્રભુ આપે સુખ ભારી, ટેક

યાવત્ ચંદ્ર દીવાકર સુધી, રાજ રહે સુખકારી;

પુત્ર પૌત્ર વધુ વંશજ વધજો, સાથે હાંહાં સાથે રહો શુદ્ધ નારી,

સમદ્રષ્ટી રાખોછો સૌપર, પ્રજા પુત્ર સમ પ્યારી,

દીલ દરીયાવ દયાવાન દંપતી જોડ, હાંહાં જોડ પ્રભુ કરે નહીં ન્યારી,

મનુ સ્મૃતિથી ન્યાય ચલાવો, શીક્ષા આપોછો સારી;

નીચ લબાડ જે લાંચીયા પાપી, તેની, હાંહાં તેની કરોછો ખુવારી જામે૦

સુખી સુખી રહે પ્રજા તમારી, રહે સદા નિર્વિકારી,

પ્રેમ પ્રજાનો આપની ઉપર, મુખથી, હાંહાં મુખથી ન શકીયે ઉચ્ચારી,

દુશ્મન દળ જે આવી ચડયુંછે, નાથ નાખે તે વિદારી;

ઇશ કૃપાથી કૃતે તમારી, અરી હાંહાં અરી ડરી જાય હારી-જામે૦

( રાણીકદેવી શરાબને વખોડે છે. )

### વસંતતીલકા વૃત.

રાણીકદેવી—શું રમ્ય આ મધુ અતિજ ગુલાબી લાગે
આનંદ દિલ થઈને દુઃખ સર્વ ભાગે,
અંતે કરે મનુષ્યને નિસ્તેજ એતો,
જાણો જરુર મનમાંજ ખરાબ તે તો.

### શાર્દુલવિક્રીડિત વૃત.

દીઠામાં નહીં માલ હાલ જરિતો, એ હાલ અંતે કરે,
એવો જે અતિ મદ્ય મુજ મનથી, પીવો નહીં તે ગમે,
લાચારે મમ નાથના હુકમને, આધીન હું થાઉં છઊં,
કો ટાણે મધુપાન મૂજ મનમાં, હેરાની પામું છઊં.

( રાણીકદેવી મદ્યપાન કર્યા પછી લડથડે છે )

### ( શીખરણી વૃતની ચાલ. )

થર થર થર કંપેછે દેહ મુજ આ સમે,
નયન ઊંડા જાયે દીલ અધીકુ દમે,
નિસામાં ચક ચુર થઈ છું હું હરિ,
રાખો મ્હારી લાજ કહુંછું કરગરી,

(રાણીકદેવી અને દેશળજી બન્ને નિશામાં ચકચુર થઇ એક પલંગ ઉપર ગબડી પડેછે. રાહખેંગાર આવી ગુસેથાયછે દેશળજી માફ માગેછે )

### (અધબીચ મોહોબત તોડી મેં દરદી દીવાના એ-ઢબ)

દેશળજી—કરગરી કહુંછું તમે વચન સુણો મામા મારા આ વાર,
નથી વાંક જરી (૨) તમે માનોને નિરધાર—ટેક,

છઉં જાતવંત (૨) એમાં નહીં સંદેહ.
મુજ મનમાં નીસ્ચે જાણું મુજ માત ખરીછે એહ. ૧
કરી અર્જ આજ (૨) નહી જાવાને તે ટાણે,
હતો આગ્ર આપનો પુરો, બન્યું છે આજ પ્રમાણે. ૨
હતો નીશામાં (૨) ચકચુર બન્યો તે વખ્ત,
નહીં શુદ્ધ રહી શરીરની, હું પડયો ઉપર આ તખ્ત.૩

( રાહખેંગારના મનમાં માન્યામાં નથી આવતું તેથી ગુસ્સે થાયછે.

**રાગ પીલુ—તાલ કેરબો.**

**( જુઓ જુઓ વિપ્રે ભીડી હામ, એ ઢબ. )**

રાહુખેંગાર—

આ દુષ્ટ કેરૂં કામ, કેવું મેં નજરે દીઠુંરે;
કેવું કરવા ભીડી હામ, બોલે શું મુખથી મીઠું રે.
રાખ્યો પુત્ર સમાન મેં આજ, કેવું મેં નજરે દીઠું રે;
કેવું કીધું નિર્લજ કાજ, બોલે શું મુખથી મીઠું રે.
અન્ન ખાઇને થયોછે હરામ, કેવું મેં નજરે દીઠું રે;
ધીઃક લુચા મુકી તે મામ, બોલે શું મુખથી મીઠું રે.
તુજ માતુ સમાન આ નાર, કેવું મેં નજરે દીઠું રે;
ફટ પાપી નિર્લજ જાર, બોલે શું મુખથી મીઠું રે.
કર્યું પાપ અમાપ તેં આજ, કેવું મેં નજરે દીઠું રે;
વળી જૂઠું વદે તે કાજ, બોલે શું મુખથી મીઠું રે.
શું ઉભો બેવકુફ મુર્ખ, કેવું મેં નજરે દીઠું રે;
જા જા ગદ્ધા તું ધૂર્ત, બોલે શું મુખથી મીઠું રે.

( રાણીકદેવી રાહખેંગાર પાસે ક્ષમા માગે છેઃ )

## ભેરવીની ગજલ.

**( ચંદ્રમુખીને એકલી છોડીને હું આવ્યો અહિ-એઢબ.)**

**રાણીકદેવી**—ક્ષમા કરોને ભૂપ હો દારૂમાં બેહાલ થઇ,
રહી ન શુદ્ધ દેહની બેફામ થઈ પડી અહીં,—ટેક
કરીને મદ્યપાન હું સૂતી હતીજ જે ઘડી,
તુરતમાં દડી પડી પલંગમાંજ તે ઘડી; ૧
દેશલ બીચારો ઉભો તો નીશામાં ચકચુર થઇ,
બેશુદ્ધ થઇ તે પડ્યો પુર જોસ ઉરથી; ૨
નથી ક્રીયા પ્રિયાની કંઈ તે જાણજો રાજન સહી,
તમ પ્રીતનીજ રીતમાં ભયભીત આજે હું થઈ; ૩

( રાહખેંગાર દિલાસો આપેછે. )

**( ઘરસે ઈહાં કોન ખુદાકે લીએ લાયા મુજકો—એઢબ. )**

**રાહખેંગાર**—નથી વાંક તુજ પ્રિયા શાને દીલગીરી કરે,
નકી વાંક આવ્યો છે દેશળ કેરો નજરે. ૧
આવો પ્રાણ પ્રિયા તમે બેસો પાસ મારી અહીં,
રાખો દીલગીરી તો માહારાજ સોગન છે સહી. ૨

( રાણીકદેવી પ્રાર્થના કરેછે. )

## રાગ સારંગ તાલ ગજલ.

**(બતઝદા કયા ખ્વાબ દીખાયા મેરે અલ્લા-એ ઢબ.)**

**રાણીકદેવી**—આપથી જુદું હવે મુજથી ના રહેવાય,
આપની જુદાઈથી સુખ સર્વે જાય. ટેક.
વિયોગ આપનો પિયુ જે ઘડીથી થાય,
વારી વિનાની વેલ જેમ, તેમ મુજ દીલ સુકાય; ૧
જાવું ને લડવા કદી કરોને ઉપાય,

પ્રાણથી જુદી હવે પ્યારી નહીં થાય. ૨
પ્રિતમ પ્રેમ આપનો દીલ ન સમાય,
તેનીજ ખાતર પ્યારા હું જાવા નૈ દઊં ક્યાંય. ૩
અર્જ દીન દાસી કેરી લેજો લક્ષમાંય,
દુઃખી કરો નહી મુજને કહું પડી તમ પાય. ૪
દુઃખ જુદાઇનું કદી મુજથી ના સહેનાય,
પડશો વિખુટા જો તમે પાડીશ મ્હારી કાય. ૫
વિખુટા પડો નહી ચીત્ત એમ ચહાય,
મારા સમ સાચું કહો દીલ બહુ ગભરાય. ૬

(રાહખેંગાર ધીરજ દેછે.)

**રાગ બીલાવર તાલ દાદરો.**

**(ચેનનાં પડે દર્શ પીયુ વીનારે-એ ઢબ.)**

શાન્ત શાન્ત તું શાન્ત શાણીરે, શાને શોક, કરે અથોક;
છેતે ફોક, મનને રોક, ડાહીછે તું રાણીરે. શાન્ત૦
નમન કરીયે અરીને સતીરે, લાજ જાય, ક્ષત્રી માંહ્ય,
દુખી થાય, દીલ ત્યાંહ્ય, લાજે મા નકીરે. નમન૦
હીંમત હારવી નહીં ઘટે જરીરે, બનવું વીર ધરીને ધીર;
મારીને તીર, મારવા મીર, જાય નાસી અરીરે, હીંમત૦
પ્રેમ તાહરો પૂર્ણછે પ્રિયારે, તુજ જુદાઇ ના શેહેવાય,
દીલ દુખાય, સુખ હરાય, કરીશ કાંઈ ક્રિયારે, પ્રેમ૦
નહી તજુ તુને પ્રાણ માહારીરે, તુજ તન તુજ ધન;
તુજ મન, તું રતન, આ દેહ તાહારીરે, નહીં૦

(રાહખેંગારને રાણીકદેવી શયન કરાવેછે.)

### રાગ સોરઠ તાલ પંજાબી ઠેકો.

**રાણીકદેવી**—સુખ સજ્યામાં આજ, સુખથી પોઢો મારાનાથ,–ટેક.
શર્ણે રહી કરૂં ચર્ણની શેવા, કર પંપાળું નાથ,
શ્રમિત થયા હશો સ્વામી મારા કરી રાજનાંકાજ. ૨
કિંકરી કરથી કાય દબાવે, સુખ નિદ્રા લ્યો રાજ. ૩
શીત સુગંધી વાયુ આવે, મિશ્રિત વાસ ગુલાબ. ૪
નિવૃત્ત મનને કરજો વા'લા, છોડી આળ પંપાળ. ૫
દુઃસ્વપ્નાં નહી આપને આવે, જાળ જગત જંજાળ. ૬
દાસી ઉદાસી તજીને બેઠી, ઇચ્છે રેહેવા સાથ. ૭

(દેશળજી સિદ્ધરાજને હકીકત કહેછે.)

### રાગ બીહાગ તાલ લાવણી.

### (ખુશરહો સનમજા–એ ઢબ.)

**દેશળજી**—કહું વાત મારી શું આજ કર્મની કહાણી,
થઇ શુદ્ધબુદ્ધ સર્વે લોપ મત મુઝાણી;
કરી ઘણાં વર્ષ મેં શેવ મામાની પ્રીતે,
લડયો આપ સાથ હું ખરે વૈરીની રીતે. ૧
એ સર્વ ગયું મુજ ફોક રીસ થઇ ગાઢી,
એહ સહજ બાબતમાં મામે મુકયોછે કાઢી;
નવ પુછયું ગાછયું નવ કર્યો કાંઇ તપાસ,
કર્યો વચન બાણથી ખરે મને નીરાશ. ૨
મન, ક્રમ, વચનેથી મામી જાણું માત,
તે કારણ મામે મારી જોરથી લાત;
મેં કરી વિનતી તે નવ લીધી ધ્યાન

કરગરતાં મારૂં કર્યું તેણે અપમાન. ૩
એ સર્વ દુઃખથી આવ્યો છઉં હું આંહી,
હવે વૈર લેવાની થઇછે બહુ અધીરાઇ;
છો આપ મુરબ્બી એમ સર્વ તો ભાંખે,
કદી છોરૂ કછોરૂ થાય વડીલ તે સાંખે. ૪
હવે રાખી આપને શરણુ દુઃખતો ટાળો,
" શરણાગત નિર્ભય " ધર્મ આપનો પાળો. ૪

( રાહખેંગાર લઢાઈ માટે રજા લેછે. )

**રાગ—કામણ દીસેછે અલબેલા તારી આંખમાંરે.**

**રાહખેંગાર**—પ્રીયા દીયો રજા ક્ષત્રી રીતી ધારીનેરે, વાત વીચારીને રે
ગુર્જરના મહીપતીએ આવી, વગર લડે તે ગયોછે ફાવી;
દળ લાવીને ઘેરી તેણે બારીને રે. પ્રીયા૦ વાત૦ ૧
નગર કોટ ઘેર્યોછે તેણે, ચાલુ કીધી તોપો એણે,
દીયો રજા હું આવીશ જલદી મારીનેરે. પ્રીયા૦ વાત૦ ૨
વસ્તીને પીડેછે રાજા, નથી રાખતો કોઇની માજા;
જાણી હું પ્રીયા હું વસ્તી,દુઃખ દીલ ધારીનેરે. પ્રી૦વાત૦ ૩
જીત મેળવી જલદી આવું, સોરઠ સાથે ગુર્જર લાવું;
લાજ આપણી હાથ ગુરૂ ગીરનારીને રે. પ્રીયા૦વાત૦૪
કદી પડયો હું રણમાં નિશ્ચે, સ્વર્ગ જવુંછે મારે પ્રીતે;
સાચવજે બે પુત્રો પ્રાણુ ધારીનેરે. પ્રીયા૦ વાત૦ ૫

**( હીંદુસ્થાની બાર માશી. )**

**( હમકું છાંડ ચલે બન માધુ એ–ઢબ. )**

**રાણીકદેવી**–(રાહખેંગાર લડવા જાયછે તેનો છેડો પકડી ના પાડેછે.)

નહીંરે જાવા દઊં નાથ અહીંયાથી, મુજથી વિખુટા ન પડવા દઊંરે. ૧
સૈન્ય નથી કાંઈ બળીયું આપનું, દુશ્મનો નહી ફાવવા દેરે;
વણ રે મોતે નહીં મરીયે નાથજી, પ્રથમ મુજને મરવા દેયોરે. ૨
સત્વર આંહિંથી નાશી જઈએ, ગુરૂ ગિરનારની ગુફામાં રે,
ફળ તરૂ જળનો આહાર કરીને, મુજ બાળકને જાળવવા રે. ૩
રાજ પાટ જો જાય ભલે તો, તમને નહીં હું જાવા દઊં રે;
પ્રીતની રીતમાં કીંમત એની, નથી કાંઈ પ્રીતમ મુજ મનમાંરે. ૪

**રાગ સારંગ તાલ દીપચંદી.**

**( છોડો છોડો રાય કેસનેરે દાસી જાણોને આપ. )**

**રાણીક૦**—( હાથ જોડીને )

સ્વામી મારારે સુલક્ષણા, જોડું આપને હાથ;
કરગરી કહું હું નાથજી, લ્યોને મુજને સાથ. સ્વામી૦

**રાહુબે૦**—પ્યારી રહો ધૈર્ય ધારીને, રટો ઈશનું નામ;
જેર કરીશ હું વેરીને, કરશુ આપણું કામ. પ્યારી૦

**રાણીક૦**—સાથે રહી લડું હોંશથી, નહી જીવની આશ;
સીંહ પેઠે પડું સૈન્યમાં, કરૂં દુશ્મન નાશ. સ્વામી૦

**રાહુબે૦**—સાચું કહ્યું તમે પ્રેમદા, ધન્ય ધન્ય છે આજ;
સોડ શોભાવી પ્રીયા માહરી, રાખી જનુનીની લાજ. પ્યારી૦

**રાણીક૦**—નાથ ચાલો જઇએ સાથમાંરે, લઇ નાથનું નામ;
ક્ષત્રીની કુખ શોભાવીએ, કરીએ રીધ્ર કામ. સ્વામી૦

**રાહુબે૦**—ધન્ય હીમત પ્યારી તાહેરીરે, હવે રહોને આંહી;
સાથે નથી તમ કામતો, લડશું એકલા ત્યાંહી. પ્યારી૦

**રાંણીક૦**—એશું બોલો પ્રાણ માહારારે, દયા ગઇ ક્યાં આ વાર;

કરશો જુદી જો આપથી, મરૂં ખાઇ કટાર. સ્વામી.

(રાણીકદેવી કટાર લઈ પોતાના ગળાપર મારવા તત્પર થાય છે રાહખેંગાર તેનો હાથ ઝાલી તેમ ન કરવા સમજુતી દેતો બોલેછે.)

**બનજારા.**

**(હરિ કલંક આરે ઉતારો, મુજ પ્રાણનાથ ઉગારો એ-ઢબ.)**

**રાહખેં૦**–મુજને જાવા દોને પ્યારી.

**રાણીક૦**–નહીં નહીં એ વાત થનારી.

**રાહખેં૦**–કરૂં લડાઇનીજ તઈયારી, ઘેરી દુશ્મને મે'લની બારી.
માકું દરેકને ઘા કારી, મુજને જાવા દોને પ્યારી.

**રાણીક૦**–કદી એવું નહીં જો બનશે, સૈન્ય આપણુનાને હણશે.
નહીં કરો મને દુઃખીયારી, નહીં નહીં એ વાત થનારી.

**રાહખેં૦**–ખરો ક્ષત્રીનો બચ્ચો જેહ, કેમ મે'લમાં સુઇ રે' તેહ,
કરે દુશ્મનની ખુવારી, મુજને જાવા દોને પ્યારી.

**રાણીક૦**–ભલે રાજ્ય જો સઘળું જાયે, કદી વનમાં વાસો થાયે,
ફળ ખાઈને દીન ગુજારી, નહીં નહીં એ વાત થનારી.

**રાહખેં૦**–નહીં કર તું મનેરે નિરાશ, પુર મ્હારા દીલની આશ,
દે ખુશીથી રજા સારી, મુજને જાવા દોને પ્યારી.

**રાણીક૦**–નહીં નાથ એ વાતજ કરશો, દયા દાશીની દીલમાં ધરશો,
કરો જીંદગી આ સુખીયારી, નહીં નહીં એ વાત થનારી,

**રાહખેં૦**–એવા ભીરૂના બોલ નવ કહીએ, લડવા તણી હીંમત દઈએ,
ખરો ક્ષત્રીનો ધર્મ જાણી, મુજને જાવા દોને પ્યારી.

**રાણીક૦**–તમ વિના હું એકલી નાથ, કહો રહું હું કોની સાથ,

ચાલો જઇએ જંગલમાં નાશી, નહીં નહીં એ વાત થનારી.

**રાહખેં૦**–નાસવાથી પ્રતિષ્ટા જાયે, દુનિયામાં બે આબરૂ થાયે,

કરો વાત ન એવી ન્હારી, મુજને જાવા દોને પ્યારી,

**રાણીક૦**–તમ પ્રીતિનું પાન જેહ, કરૂં કોની સાથે તેહ,

દુઃખ ઝાળને નાંખો નિવારી, નહીં નહીં એ વાત થનારી.

**રાહખે૦**–ખોઉં ક્ષત્રીવટ હું આજે, તેથી માતા મ્હારી લાજે,

આખર પ્રીતિ છે દુઃખકારી, મુજને જાવા દોને પ્યારી.

**રાણીક૦**–જળ વિનાનું મીનજ જેવું, વિના આપના તન છે તેવું,

ખરે થઇ હવે દુઃખીયારી, નહીં નહીં એ વાત થનારી,

**રાહખેં૦**–બસ પ્યારી તું કરનાં જક, લડવા જાવું મ્હારે બેશક,

હવે પ્રણામ પ્યારી મ્હારી, મુજને જાવા દોને પ્યારી.

( રાહખેંગાર અને રાણીકદેવી બન્ને અરસ પરસ ગળે વળગી રડેછે.)

## ચોપાઇની ચાલ.

( લયલી લયલી પુકારૂં મેં બનમેં એ–ઢબ. )

**રાહખેં૦**–પ્રણામ પ્રણામ પ્યારી મ્હારી,

**રાણીક૦**–પ્રીત બન્ધનમાં હું દુઃખીયારી,

**રાહખેં૦**–જાઉંછું લડવાને હું આજે, પડું વિખુટો તેને કાજે,

કરજે પુત્રનું તુંજ જતન, મુજ પ્રાણ તણા એ રતન.

**રાણીક૦**–કશી ચિંતા ન કરશો નાથ, આવો સત્વર બતાવી હાથ,

કરજો જતન તમારા તનનું, કરો ધાર્યું તમે હવે મનનું. ૨

**રાહખેં૦**–રાજ જાળવજે રૂડી રીતે, પ્રણામ પ્રણામ પુરી પ્રીતે,

કદી છેલ્લટના છે પ્રણામ, પ્રણામ પ્રણામ પ્યારી પ્રણામ. ૩

**રાણીક૦**–કેમ રજા હું મુખથી દેઉં, કેમ વિયોગનું દુઃખ સેઉં,

પાન પટી લ્યોને નાથ, કદી છેલી હાથો હાથ. ૪

(રાણીકદેવી પતિની રક્ષા માટે ઈશ્વર સ્તુતિ કરેછે)

**રાગ દીંડી**

કરો રક્ષા પ્રભુ દુશ્મનોને મારી, મેહેર આણી મુજ નાથદો ઉગારી;
મેહેરકર પ્રભુ પુત્ર તુજ ધારી, વિજયશાળી નાથ મોકલો મોરારી. ૧
દયા આણુ પ્રભુ બાળકો હું તારી, સ્તુતિ શું કરૂં હું અલ્પ મતી મારી,
રણે થજે ઇશ મમ પતીનો વારી, વિજયશાળી નાથ મોકલો મોરારી ૨.
અસહ સંકટેથી પાંડવોને તાર્યા, થઇ સારથી તેં કૌરવો સંહાર્યા;
બળમાંહી પ્રભુ દુખદો નીવારી, વિજયશાળી નાથ મોકલો મોરારી. ૩
કરૂં સ્તુતિ પ્રભુ ધ્યાન જરા દેજે, અલ્પ સ્તુતિ ઘણી માની હરી લેજે;
જીર્ણ દુર્ગ મધ્ય વીજયદે પુકારી, વિજયશાળી નાથ મોકલો મોરારી. ૪

(પુત્ર વિયોગથી વિલાપ કરેછે)

**(રાગ–મારી વહાલી તું થાને શાંત.)**

**રાણીક૦**–દુખ દરીઆમાં નાંખી એ નાથ, મારાથી કેમ જીવાએ,
રોઈ રોઇને રે'વું આંહી, વીના મોતે કેમ મરાએ;

**સાખી.**

આપ જવે અવની વીશે, થયું અંધારૂં ઘોર,
તુજ માતા બહુ વલ વલે, કરે મળવાને બહુ શોર. મારા૦
પ્રેમ અતિશય રાખતો, દીલનો પુત્ર દયાળ,
ચીંતા મારી રાખતો, હવે લેશે કો સંભાળ. મારા૦
સોરઠ પ્રજાના હાથથી, ગુમ થયુંછે રતન,
બીજા ભાવ નહીં લાવતાં, કરૂં તેનું હુંતો જતન. મારા૦

**(રસીલી તારી સુરત દેખી પ્યારા ઘાયલ મનડું થયુંછે**

મ્હારૂ એ-ઢબ.)

રાણીક૦-પુત્ર રતન તો પ્રાણથી પ્યારૂં, તે વણ જીવવું છેજ અકારૂં,
સુખડું સર્વે ગયું છે મ્હારૂં, સંસાર સુખ લાગે છે ખારૂં. ૧
માતુ માતુ કહી કો હવે આવે, જનુની કેરા જખમ રૂઝાવે.
નાથ અને પ્રીય પુત્રજ જાવે, અન્નોદક શી રીતે ભાવે. ૨
વેરીનો કરશે એ નાશ, દીલમાં હતી એવી આશ;
હવે થઇછું તદન ઉદાસ, કહેવું મ્હારે કોની પાસ. ૩

(સહીયર દુઃખ શું દાખવું મન ભડકે બળેછે એ-ઢબ.)

રાણીક૦-કરમ ફુટયું મ્હારૂં આજથી ખોયા રાયને રાજ,
ગઢરે જુના સુનો થયો, જાતાં રાહખેંગાર.
મંદ મંદ મુખથી બોલતા, કરી હાસ્ય વિનોદ.
એ સઘળું રે એળે ગયું, ગઈ દુસ્મન હાથ. ૨
સોના મંદિરમાં પોઢતા, લઇ પ્યારીને પાસ;
એ ધડ કયાં હવે રડવડે, ખરે થઇછું નિરાશ. ૩
એક કહેતાં એકવીશ મળે, ધરે ભૂમિ ન ભાર,
એ ધડ કયાં હવે રડવડે, દુઃખનો નહીં પાર. ૪
જે નારી કો નીરખે નહીં, નખ કો ન પામેલ,
તેરે દુસ્મન હાથે ચડી, કર્મ થયું છે સામેલ. ૫
ઓ નાથ રે આવી મળો, દો દર્શનનો લાભ,
દાસી તમારી રોઇ મરે, ધિઃક ધિઃક અવતાર. ૬

લલીત.

રાણીક૦—અરર નાથરે શું હવે થશે, દીવસ માહરા કેમરે જશે,
દીલ ઉદાસ તો કેમરે કરી, પરમ પ્રાણને ક્યાં મળું ફરી;

શયન ગૃહ આ સૂનુંરે થયું, જીવન માહરૂં એમરે ગયું,
જઈશ ક્યાં હવે બેસવા ઠરી. પરમ૦
દીલથી પ્યારી તો કો હવે કહે, દુઃખ બધું હરી કોણરે લહે,
થઇ અભાગણી દુઃખની ભરી. પરમ૦
શયન જોઇને શોકતો થશે, હૈડું માહરૂં હાથથી જશે;
અરર ધીઃકછે તારને જરી. પરમ૦
ખરર આંખથી આંસુઓ ખરે, મનડું માહરૂં હાથ ના રહે,
મરીશ હું હવે ઓ હરી હરી, પરમ પ્રાણને ક્યાં મળું ફરી.

( રાણીકદેવી જુનાગઢ છોડી જાયછે તે વખતે. )

**રાગ આશાવરી જોગીયો.**

**રાણીક૦**—છોડીને જાઉં હું એકલી પ્યારા તુજ પ્યાર,
છોડીને પ્રીતમ પ્રાણને સાથે હરી આ વાર;
ધિઃક ધિઃક ગીરનાર હો પડયો નહીં આ વાર,
રંડાપો રાણીકદેવીને મરતાં રાહખેંગાર,[શીખરો પડેછે.
પડ ન પડ આધાર તું જીવતાં જાત્ર સાર,
રંડાપો રાણીકદેવીને મરતાં રાહખેંગાર,
દુષ્ટ મયુર તું શું કરે મધુર સ્વર આ વાર,
રંડાપો રાણીકદેવીને મરતાં રાહખેંગાર.
બાળે છે મુજ મન તું, બળજે તારી જાત,
રંડાપો રાણીકદેવીને મરતાં રાહખેંગાર.
પ્રણામ વાહાલા કોટને પ્રણામ છેલીવાર,
રંડાપો રાણીકદેવીને મરતાં રાહખેંગાર.
પ્રણામ ગુરૂ દત્તાત્રય પ્રણામ અંબામાત,

રંડાપો રાણીકદેવીને મરતાં રાહખેંગાર.
પ્રીતમથી મેળવ પ્યારીને માતા માહારી સાર,
જુગો જુગ જોડલું રાણિકને રાહખેંગાર.

( સોરઠી પ્રજા રાહખેંગાર અને રાણીકદેવીના ગયા બાદ )
દીલગીરી કરેછે.

**મરશીઆ.**

આશો જુલ્મ જુનાણા પર કર્યો, રાય રાહને પ્રભુતે પરહર્યો.
રે હાય હાયરે આશો૦
રૂવે સોરઠી પ્રજા આ તમારી, તેને કેમ દીસે નવ ધારી,
ધોધી ચાલતી સરગમાં સવારી, રે હાય હાયરે જુલ્મ૦
રાય રાણી રૂવે રણ વાસે, દાસ દાશી રૂવેછે અવાસે,
હાથી ઘોડા ઉભા છે ઉદાસે રે હાય હાયરે જુલ્મ૦
પશુ પક્ષી અતીશે રૂવે, મેઘ મંડળેથી આંસુઓ ચુવે,
પ્રજા સોરઠની સુખે ન સુવેરે, હાય હાયરે જુલ્મ૦
નાના બાળ એ સામું ન જોયું, તેણે રોઇને અંગવસ્ત્ર ધોયું.
કેમ શોકનું ઝાડ રાજ બોયું, રે હાય હાયરે જુલ્મ૦
ક્યાંથી આવ્યો આ સીધરાજ પાપી, દીધી રાહની ગાદી ઉથાપી,
સુખ સોરઠનું નાખ્યું કાપી, રે હાય હાયરે જુલ્મ૦
ઘરે દીસે પ્રજા દીલગીરી, રાય તારીવાંસે લે ફકીરી,
દીસે ધારે ન વસ્ત્રો અમીરી, રે હાય હાયરે જુલ્મ૦

( વઢવાણ નજીક ભોગાવા ઉપર સિદ્ધરાજની છાવણીમાંનો ખાસ તંબુ રાણીકદેવી એકાએક કોચઉપર બેઠી બેઠી ગાયછે.)

**( રાગ આશાગોડી. )**

લાજ રાખો પ્રભુ મારી, સંકટ સમયે લાજ રાખો પ્રભુ મારી,
ગુજરના મહીપતીએ આવી, મુજ નાથને નાખ્યા મારી. સંકટ૦
મુજને ફસાવી લાવ્યા આંહી, છુટવાની નથી બારી. સંકટ૦
તુજ બચાવે તોજ બચું હું, નહીતર થઇ દુ:ખીઆરી. સંકટ૦
સત્ય પતીવૃત રાખજે મારૂં, પ્રભુ હું બાળકી તારી, સંકટ૦
સતી ધરમને કારણ હું તો, જીંદગી તજું છું મારી, સંકટ૦
પ્રાણ પડે કદી મુજ ધર્મ માટે, તો પણ જાઉં ન હારી, સંકટ૦
સાહે થજે તું સુકૃત્યે મારા, લેજે પ્રભુ તું ઉગારી. સંકટ૦

( સિદ્ધરાજ એકદમ પ્રવેશ કરીને )

**સિદ્ધરાજ— હીંડી.**

પ્રીયા માન જરા માન કહ્યું મારૂં, કેમ ખુટયુંછે આયુસ્ય પ્રીયા તારૂં
નથી કોઇ તુને હવે બચાવનારૂં, પ્રીયા માન જરા માન કહ્યું મારૂં;
હજી વખ્ત ઘણોછે વીચારી જોને, પછી પ્રીતી કરૂં પાન મને દેને,
પ્રીયા પ્યાર હજી દીલમાં હું ધારૂં, પ્રીયા માન જરા માન કહ્યું મારૂં.
વખ્ત નથી હવે અવળું થયાનો, નથી વખ્ત મારે તુજપરે દયાનો,
હજી માન ધરતું કાન વાલ વધારૂં, પ્રીયા માન જરા માન કહ્યું મારૂં;
ખુશી કરૂં ખુશી કરૂં બહુ તુને, દીલ ચડયોછે આનંદે જુસો હુંને,
દઊં દોલત માયાને પીડ સારૂ, પ્રીયા માન જરા માન કહ્યું મારૂં.

( રાણીકદેવીને સિદ્ધરાજ પ્યારી કહેછે તેથી શાપ દે છે )

**રાણીક૦—(પીયુને તજાવનાર વેરી અલંકાર એ—ઢબ.)**

શુંરે કહું દુષ્ટ તુને શરમ નથી, કાયર થઇ રે તુને કથી રે કથી.
પુત્રીવત્ તારી તેને પ્યારી શું કહે, નફટ નિરલજ જરા મનમાં લહે,
પ્યારી કે'તાં જીભ તારી કેમ ન તુટે, પ્યારીકે'તાંઆયુષ્ય તારૂંકેમનખુટે,

જીભ તારીમાંરે ઉગો કંટકતો સાર,ધિઃક ધિઃક તારો થાજોરે અવતાર,
ભલે કદી સૂર્યોદય પશ્ચિમમાં થાય,ભલે કદી સમુદ્ર માજા મેલીને જાય,
ભલે કદી નક્ષત્ર સૌ પૃથ્વીમાં પડે, ભલે કદી ચંદ્ર સૂર્ય પૃથ્વીને અડે,
સતીક્ષત્રાણીરે ફેરી રાખીશમાંઆશ,અંતેરેથાશેરેએમાં કુળનોવિનાશ.
ધર્મના પીતારે તું પુત્રીથી રેજેદૂર,તાત મારા તુલ્ય તુંતો થા નહી ક્રુર.

( રાણીકદેવીને રાહખેંગારના શબની ખબર પડેછે તેથીતે માગેછે.)

**હજી ક્ષત્રી લોહી વપુ માંહ્ય ક્ષત્રી કલંક કેમ લેશેરે એ-હબ.**

રાણીક૦—બસ બસ થઇ હવે બહુ, ક્ષત્રાણી સત નહીં ચુકેરે,
જગ જોશે દાખલો સહુ, સતી શીર નહીં મુકે રે,
તારા કૃત્યમાં નહીં કચાશ, ક્ષત્રાણી સત નહીં ચુકે રે;
તુજ નિષ્ફળ સર્વે આશ, સતી શીર નહીં મુકે રે.
લાવ પવિત્ર પતીનું શબ, ક્ષત્રાણી સત નહીં ચુકે રે,
થાવું સતી જોતાં જગ, સતી શીર નહીં મુકે રે,
જા જલ્દી લાવી આપ, ક્ષત્રાણી સત નહીં ચુકે રે,
નહીંતર બાળી કરૂં હું ખાખ, સતી શીર નહીં મુકે રે.
છેવટમાં કહું નિરધાર, ક્ષત્રાણી સત નહીં ચુકે રે,
તું વાંઝીયો મરશે સાર, સતી શીર નહીં મુકે રે,
તુજ રાજ થશે પાયમાલ, ક્ષત્રાણી સત નહીં ચુકે રે,
તું મરશે ભુંડે હાલ, સતી શીર નહીં મુકે રે.



( રાણીકદેવી ધોળાં વસ્ત્ર પેહેરી પીયળ કાડી કેશ છુટા મુકી ચીતા પાસે પોતાના પતીનું શબ ખોળામાં લઈ ગીરનારીની પ્રાર્થના કરેછે.)

## ( દીન જાણી દયા આણી. )

માતા પુત્રી મને જાણી શાણી સુખ આપો રે.
કષ્ટ રૂદયનાં તમે કાપો. માતા૦
જોગ માયા માયા સાચીછે તારી,
માહારી લાજ તારે હાથ માતા કાપો ઉતાપો રે,
કષ્ટ રૂદયનાં તમે કાપો. માતા૦
આવુંછું જનની તારીજ પાસે,
થાશે ન્યાય મારો પુન્ય પાપ તમે માપોરે;
કષ્ટ રૂદયનાં તમે કાપો. માતા૦
પતીવ્રત કારણ થાએછે મારણ,
તારણ થાઓ તમે માત હાથ શીર થાપોરે;
કષ્ટ રૂદયનાં તમે કાપો. માતા૦

## ( દયાળુ દેવ કૃપાળુ તું એ—ઢબ.)

## ( ડસકાં ભરતી જાયછે. )

જગતના રે પ્રભુ પ્યારા પડી છઉં હું શરણ તારા,
કૃતી તારી કળે નહીં કોય હં હાં હાં હા હ હો હો હો, ૧
દીધુંછે દુઃખ અતીશે આજ હં હાં હાં હાં હ હો હો હો, ૨
કરી અંતે તે મારી સાહ્ય હં હાં હાં હાં હ હો હો હો, ૩
હણ્યા બે પુત્ર પ્યારાને હં હાં હાં હાં હ હો હો હો. ૪
પતિ પ્યારાના થ્યા બે હાલ હં હાં હાં હાં હ હો હો હો, ૫
કરી બે હાલ મુજને તેં હ હાં હાં હાં હ હો હો હો, ૬
રાખીછે લાજ પ્રભુ તેં આજ હં હાં હાં હાં હ હો હો હો, ૭
માગુછું હુંજ તારી પાસ રાણીકને રાખ્ય રાહખેંગાર, ૮

ભવો ભવ અમને રાખજે સાથ હં હાં હાં હાં હ હો હો હો. ૯

( રાણીકદેવી વઢવાણુના ભોગાવામાં સતી થાય છે. )

**( શીખરણી વૃત્તની ચાલ. )**

જગત જનુની માતા, ભવ ભય ભંજન અતિ,
કળા તારી ન્યારી નમે તુજને સતી,
રાખી લાજ સદા તેં જીર્ણદુર્ગ વતી,
હે અંબે માત યજ્ઞેશ્વરી પશુ પતિ,
જે અંબે! જે અંબે!! જે અંબે!!! જે અંબે!!!!

(એકદમ ચેહમાં પડેછે અને સીંદુર સમો ધુંમાડો ગગને ચડે છે તથા સર્વ પંચમહાભૂતો પોતપોતાનો ભાગ પાડી લે છે. )

( સર્વ એકટરો છેવટ ઈશ્વરસ્તુતિ કરેછે. )

**લાવણી.**

**નમ સખીરી રૂઠગયા મેરે શીરપર આયા ચોમાસા એ-ઢબ**

**સર્વ પાત્રો**—( ગુડણીએ પડીને )

યથા શક્તિ આ ખેલ ભજાવ્યો, અલ્પ મતીથી જે રચીયો;
જન મન રંજન કરવા આજે, તન મન શ્રમથી આદરીયો.

**બેત.**

સ્ત્રી કેલવણી સારી ખરી હીતકારી, હમેશાં મુકાવે ચાલ તે નઠારી
સતી નારી કેરૂં ચરીત્ર જે પવીત્ર, નજરે જોયું આજે ખરૂંજ તે ચિત્ર;

**ચાલ.**

નજરે જોયું આ નારી ચરિત્ર, સુંદર સારૂં સુખકારી,
વિદ્યાવંત ગુણવંત ભણેલી, હમેશ થાજો સૌ નારી,

કુચાલ કેરાં ફળ ભોગવ્યાં, સિદ્ધરાજ જે મહારાજા,
દારૂ એતો દાટજ વાળ્યો, કોઇની નવ રાણી માજા.

**બેત.**

ભુલ ચુક હમારી નજરે પડી જે, કૃપા કરી તે માફ કરીજે;
હમેશાં આશ્રય તો આપશો એજ આશ, તસ્દી તમારી માટે માગીયે માફ

**ચાલ.**

ભુલ ચુક મનમાં નવ આણી, સાર ગ્રહો સુજન તમે;
હશી ખુશીજી ઘેર પધારો, દર્શન દેજો આવે સમે.




---

* આ ચિન્હવાળી કવિતાનો ઘણોખરો ભાગ મહુવા નીવાસી લલ્લુ કાળીદાસ ઓઝાના અપુર્ણ રહેલ રાણીકદેવી નાટકમાંથી લીધો છે.

# राणीकदेवी राहखेंगार.

## નાટક ૫ અંકી.

આર્યજનો—જીર્ણદુર્ગના પ્રખ્યાત મહારાજા રાહખેંગાર અને સોરઠી સતી રત્ન રાણીકદેવીનું ગદ્ય પદ્યાત્મક ચીત્ર કે, જે આ કાઠીઆવાડ, ગુજરાતના પ્રસિદ્ધ ભાગોમાં ભજવાએલું છે. તે સદાબરો ખેલ અમારા તરફથી પુરતાં ૫૦૦ ગ્રાહક થયે બહાર પડશે કે, જેમાં હાસ્ય, કરૂણા, શૃંગાર, વીર વીગેરે રસોમાં કરૂણા અને શૃંગાર પ્રાધાન્ય છે.

અગાઉથી ૬ આના; પાછળથી ૮ આના. દશ પ્રતે ૧ પ્રત ભેટ. એજંટને સારૂં કમીશન.

| | |
|---|---|
| નાગરવાડા | **શ્રીરંગધર મુળશંકર** |
| **જુનાગઢ.** | કર્ત્તા માંહેલો |

## વિજ્ઞપ્તી.

મારા આર્ય ભ્રાતૃઓ—ની સંપુર્ણ મેહેરબાનીથી આ લઘુ પુસ્તકની સાતમી આવૃતી પ્રગટ કરવાનો જગદીશ્વરે મને વખ્ત આપ્યો છે—આર્યાવૃતમાંની મુખ્યત્વે ગુજરાત અને કાઠીઆવાડની પ્રજાએ મને વખ્તો વખ્ત જે ઉત્તેજન આપેલું છે તેથી હું તેઓનો અતિશય આભારી થયો છું.

ઘણા ખેલના કર્ત્તાઓ અમારી પરવાનગી શીવાય આ ખેલ ભજવે જાયછે તેમાં પણ હાલમાં સાંભળવા મુજબ એક મંડળીનો મેનેજર કે જેને પારકાં ગાયનોમાંજ પોતાનું નામ બેસાડી આખો ખેલ પોતાનો છે યા ગાયન પોતાનું એકાદ નામવાળું પાછળ જોડી દઈ આખા ખેલ માટે પોતાની માલીકી ધરાવનાર મૂર્ખ જનોએ આ ગાયન પોતાથીજ છપાવવા ધારણા ધારેલી છે તેને સુચના આપવામાં આવેછે કે તેઓએ તે મુજબનું કૃત્ય કરી નાહક સરકારનું બંધીખાનું શોભાવવા સારૂ થવું નહીં

# આ અને નીચે લખ્યાં પુસ્તકો નીચે લખી જગો પરથી રોકડી કીમતે મળશે.

| | | | રૂ.આ.પા. |
|---|---|---|---|
| પ્રખ્યાત દીવાન શ્રી રણછોડજી અમરજી કૃત સપ્તસતી ચંડીના ગરબા કવચ ૧૬ ના ... ... | | | ૦—૩—૬ |
| શંકરબાવની તથા ચોરાશી બ્રાહ્મણની ઉત્પતિ... | | | ૦—૪—૬ |
| નળ આખ્યાન (કાળીદાસ કૃત ધ્રુઆખ્યાનના રાગમાં ટુંકામાં) ... ... ... | | | ૦—૧—૬ |
| મહોબત વિરહ...... ... ... ... | | | ૦—૪—૬ |
| ઘરડા કાકાનો વરઘોડ. એક અતી રમુજી છપાયછે. | | | ૦—૨—૬ |
| | | અગાઉથી. | પાછળથી. |
| રાણીકદેવી મોટું (તૈયારછે) ... | | ૦—૪—૬ | ૦—૬—૬ |
| રાહ નવઘણ. ... ... | | ૦—૪—૬ | ૦—૬—૬ |
| સોમવાર મહાત્મ ... ... | | ૦—૪—૬ | ૦—૬—૬ |

## મળવાની જગા.

**અમદાવાદ**—યુનિયન મુદ્રાલય.

**જુનાગઢ**— અમારી પાસેથી તથા બુકસેલર મોનજી પ્રેમજી તથા ગોવીંદજી નાનજી પાસેથી.

**બગસરા**—રા. રૂપશંકર ઉદયશંકર ઓઝા ભુધીઆ કામદાર પાસેથી.

**ભાવનગર**—રા. પરસોતમ બીગાભાઈની કુમ્પની.

**ગોંડલ**——રા. ભાનુશંકર ઉદયશંકર બુઢેશ્વર પાસે શીવાય પ્રસિધ્ધ બુકસેલર પાસેથી.

નાગરવાડા હાઇરોડ
બુઢેશ્વર ફળીયું.
**જુનાગઢ.**

**લી. શ્રીરંગધર મુળશંકર.**
કર્તા માંહેલો.